૬૬૪

# ડ ગાયન

યાને

માં ગવાયલી લોક પસંદ રાહાના

[illegible]ડેલા ખાસ ગાયનો.

છપાવી પ્રગટ કરનાર

એક ડાં.ડ. (૦૧૮)

મુંબઈ મધ્યે

ડળ છાપાખાનામાં માં. દ્ર. છાપ્યું છે.

ઇસવી સને ૧૮૭૩.

કીંમત આખો આનો.

## ડાંડ હોકમ.

(ઓગરીબાદનો દીકરો હજમબાદ એ રાહા પર.)

આવ ઈંદર આવ આજ, ગરમ બધું ગામ;
નરમ બીછાંનામાં નહી, ગરમીએ આરામ.—ટેક
સરબતી શરાબ, બરફ કાંઈના કરે;
આવ મેઘ આવ તોજ, કાલજડું ઠરે.—આવ.
શરદ ગરદ બંધ કરી, થાય સમાધાન;
મરદ દરદ કમી થઈ, ખરે મેહેરબાન.—આવ.

——✻✻——

## ડાંડ હજુર ઈંદર.

(રાજા હું મેએ કોમકા ઈંદર હએ મેરા નામ-એ રાહાપર

ભલે ડાંક ભલે કરૂં, કબુલ તુજ વાત;
રહે ખુશી ને ચેહનમાં, અહીં તુ આજ રાત.
પાણી નહી પડે થશે, જીગર પાંણી મીશાલ;
ગરમી જઈ ઠંડી થશે, ડાંડ ઘણી હાલ.
પ્યારી મોટા ડોળાવાળી, આવશો અહી;
ગાઈ થશો ગેપ ફેરી; દેખશો નહી.

## ૧ પરી મોટા ડોળાવાલી.

(મેં પંજાબન બોલી એ રાહા પર.)

રે નાદાન રસીયા લાલા, ખીસાં ખાલી કરી સુખેજા.—ટેક૦
જાન હમારી જરથી લોભે, મોભે નહી ભલા—સુખેજા—રે ના૦
કામની લાજ તજી, કરૂ કામી, દીલકુ હરામી ખરૂ—સુખેજા—રે૦
ગોડ છોડી ભલા વેડ કરો અહીં, ભણવું ભુલી જાઈ સુખેજા—રે
નાટક ચેટકે પારસી છોર, મરદ બને પાવઈ(હીજડો)—સુખેજા રે
ડાંડ બની ખરી રાંડ ઠગારી, ફુટીયાં લુટી લઉ—સુખેજા—રે ના

---

## ૨. ઘુવડ પરી.

(કાહારવો.)

મારા ગાડુંના નાદાન જાઉ વારી રે,
જાઉ વારીરે જાઉ વારી રે, મારા૦
છોડી ચોપડી નીશાળ બનો ફાંકડાં તમે,
નાચો માંકડા, નાંટકમાં, ન બાપને ગમે. મારા૦
ટંટા તોફાની કંટાળો, ઘરમાં તો ઘણો,
ધંધો ધાપો ભુલી નાંદાનો, અડગારા નબનો મારા૦

તાડી દારૂવાળા બબરચી, નાટકી બને,
દરજી સુથારો પોસાગીરિ આબરૂ ગણે. મારા૦
લીલમ લાલ ને ખુશાલ ગાઓ ખ્યાલ આ શમે,
છાંટાં પાંણી વીના બાઈ મારૂં ઝીગર ભમે. મારા૦

——**——

## ૩. વાંદર પરી.

(દોલતવાળા દરજા શમજો, દલદરના દરવાજા રે—એ રાહાપર)

લાલમ લાલ છએલા છેલો,
ભાન નથી કાંઈ તમને રે—
સીખામણ તો દઇએ સારી,
દોશ ન દેશો અમને—રે. લાલમ લાલ૦

ઘરમાં ધાંધલ ઢોંગ કરીને,
માત પીતા ગુરૂ છળતારે—
પણ પાછી પસ્તાશો પુરા,
છુટશો જ્યારે બળતા—રે. લાલમ લાલ૦

બાજી ગરતો માંડી બાજી,
જગત ઠગે છે સંધુરે–
લોભને ખાંતર વેઠ કરોછો,
પણ મલશે ફળ ઘંદુ રે. લાલમ લાલ૦

શોખને ખાતર નાટક રૂડા,
પેટ ખાતર તે ભુંડાંરે–
ભવાયા મલ્હારી નાચે
કરો વીચારજ ઊંડા–રે. લાલમ લાલ૦

---

## ૪. સરસ પરી.

(રાજા હુંમે કામકા ઇંદ્ર હુએ મેરા નાંમ–એ રાહ પર.)

સુણો સુણો શેઠીયા શું મુજપર ફીદા,
આ રંજ ખેંચી જીવવું નથી રે મને સદા.

ઉમર છોટી કામ મોટું પેટની બલા,
મરવું મરવું મરવું આખર કમોતે ભલા.

શરમ નથી શેઠજીને કામ લે ઘણું,
શારી રાત દીન નાટક પછી શું ભણું.

જીંદગી થઈ ખરાબ મારૂં શું થશે હવે,
નોકરી મળે શાની પછી રખડવું ભવે.

ગમે તેમ થાએ આખર નામતો ખરૂ,
નાટકી ગણાઈ છોટી ઉમરે હું મરૂં.

માત તાત સગા સ્નેહી જુદાઈ થશે,
રડી દેશે શ્રાપ સત્યાનાશ રે જશે.

સમજી કરો રમત ગમત આખરૂ ઘણી.
શરમ છોડી લાજ ખુઓ ભાવાંયા બની.

---

## નાટકી કેમ ?

(બેત)

નથી થેર આવા મને રે ભલા;
ખરે લેવી પકડી આ નાટક બલા.

દીએ બદ દુવા મારી માતા ઘણી;
ફરૂં હું મીજાસે દીવાનો બની.

અરે આવ ઓ દીલ જાની ઝીગર;
મને લાગે તારી અતીસેં ફીકર.

આ ઢોંગી મયા તો બતાવું ખરી;
સવારે ઉભો રે હું લેઈ છુરી.

છું રાતે માસુકને સવારે બલા;
એ ઢોંગો નાટકના સાંભળવા ભલા.

અરે જાની મારા ગયો તુ કાહાં!
આ જીગરપર ઇશકની છે ભારી ઝફા!

બની છુ દીવાની ઇશકને ઝખમ;
ઝીગર મેહેર તારી દીસે કેમ કમ?

અરે પ્યારા આવી મળી જા મને;
અગર જાન કાહાડી હું આપુ તુને.

——**——

## દુખી ડાકણને બોધ.

(રંગ ખુશરંગની રાહા ઉપર)

રમતી ગમતી ભમતી, પલીત ઘેર નારી,
છે ચાલમાં બુરી, થઈ થશે ખુવાર;
નથી રે કંઈ લાજ, નીંદામાં જાણ ભારી,
ખચીત તું જશે, ભમતી નરક દુવાર. ૧

હરામ દલતથી જે, પઈશા ભેગા કરનારા,
મોટી જોઈ મહુજા, ખાએ પઈશાને માર;
રોકડ ફુટીઆંની ઠેલી, આપે નાદાન બીચારા,
જબરો હરીફ મલે, તો થાએ આપે ડાર. ૨

દીશે જેનાં દેદાર, બીહામણા શેહેતાની,
પલીત તારે શીરે થયા બહુ નાચાર;
પલીત થયા કેદી તો પણ હજુર બેભાંની,
લુચાણા આપછે લાચીન હેવા સાર. ૩

# પલીત પરતાપ.

(છુટી કેદથી હુટીરે જાદુઈ,—એ રાહાપર)

મુઆ પલીત હું મોહી તુજને, ભુંડા તારા દેદાર
બલ્યું તુજ જીવતર છે ધી:કાર—૧

રહી વાંદરા પાસ વાંદરા, તેવા તારા હાલ.
થયો ભુંડ પશુથી પણ કંગાલ.—૨

ટાકણુ દેરી તાડાજ જેવી, દેખાએ તુ બાળ,
અરે હીણુ ફીટ ફીટ ફીટ તુજ ચાલ—૩

ડીકરી બાઈ પડી પુઠેતો, પડયો ખુણે ચંડાલ,
ભુડાં દીશે તુજ હાલ હવાલ—૪

મરદ હોથ મ્હાલે મેદાને તુ કેદી કંગાલ,
છોકરી થઈ પેહેરી લે છાલ—૫

ટકે ભાટ ને ટકે ભવાયો, ટકે તું લાલમ લાલ,
દીકરા કોઇ કાહાડશે ખાલ—૬

——**——

# ફેરબો.

(બોલીયા ડાંઠની નાયકીનનો! હોળીની હવા.)

નાચી નાચી મેં અટારી; જાની પટારી તું બોલ. ટેક.

ફબકી મેં તો હારી નાચું, ક્યા હે મેરા મોલ;
દે દે પટારી મુંસે, થોરા થોરા બોલ. નાચી૦

પાઉમેં ઘુઘરૂં ધમકે મેરે, તેરે મુખપર લાલી;
જાત તુટી તો બલા ગઈ, કરો અપને ઘરમે હોલી. નાચી.

ફનશાવાડી મેં ફીરના જાની, પુલ પરકી હે બ્હાર;
એઠ બગીમેં મેરી ગોદમાં, હુઆ સફલ અવતાર. નાચી૦

રાત હુઈ અબ જાના ઘરકું, દેના મેરા મોલ;
ગં ચુપ બેઠા જાની મેરા, જરાબી હસકે બોલ. નાચી૦

શેઠકી મે હું દાસી, બનીયેસેં ના બોલું;
ન ક્યાજી સમજે ગાના, બને પેટકે ઢોલું. નાચી૦

---

## આઊ વાઊ નાટકી ચીરડાઉ?

(રભ રભ તે જગત કીરતાર.—એ રાહ્યપર)

વાંદર કુતા દેખો હારો હાર,
ડાંડનાં શોટાનો ચાલે માર. ટેક૦

મોટા દોળાનો, હુડખાએલા કુતરો;
દેખાએ શઊની નજરમાં જબરો લુતરો. વાંદર કુતા૦

ભોશતાં કુતરાઓ, સીધે રસતે જાઓ;
તો ડાંડ આપે તમને ભલા મીઠા મીઠા માંવો. વાંદર

ચીરડઊ વાંદરાવો, કાંએ ચીરડાવો;
ભોંસવું મુકી કુત્રા રૂડી મકશદ ફાવો. વાંદર કુતા૦

---

## ના. જ. ર. કીરતી.

ખુશમંન ગાણુ તુને શુંનાવું રે,
ખુશમંન ગાણું તુને સુનાવું રે—
દીલ તારૂ ખુશી કરવા હું ચાહું,
ખુશમંન ગાણુ તુને શુનાઉ રે.

માલેક મુજનો પઇસા ખાતર,
કુટુંબમની લાજ લુટાવે રે—
એ અઘોર કરમ ન છુપુ રે.
શારવે ધી:કાર ઘણો બતલાવે રે.

ખુશમંન

---

## જાકલંડ રોડના કોચીનના શાઉકાર આંધલાઓ

(રાગ ભીખારૂ.)

દેખો દેખો અંધેકી હારો ભીખ મંગનેકું ચાહાતાં એ;
અરે અબી ભીખ મંગનેકું ચાહાતા હએ,
અરે અબી ભીખ મંગનેકુ ચાહાતા હએ,
નાકટમે અબી હો ચુકા તબ એ બાત મનમે લાતા હએ.
દેખો દેખો૦

અંધે ભીખારૂ ભીખાજ મંગતે તોબી કોઇ ન દેતા હએ;
અરે તોબી કોઇ ન દેતા હએ;
બકાલ અરે તોબી કોઇ ન દેતા હએ;
મબખતી કે ભીખમે બી કુંચ નહી મીલતાં હએ.

જાહેર ખબર

# ડાંડ ગાય

ભાગ ૧ લો.

કીંમત આપો આ

ઠેકાણું—કોટમાં હોરાંબજારમાં
પરેશમાંથી, કાલબાદેવી આંગ
વાંદીની સામે, આરય–ર
છાપાખાંનાંમાંથી તથા
બાપુજીની દુકાનેથી
ઉપલી કીમતે
મલશે.